## આ લેખકનાં બ્હાર પડેલાં પુસ્તકો:—

પુલોમા અને બીજાં કાવ્યો... ... ...રૂ. ૧-૮-૦

સીતા ( પાકું પુઠું ) ... ... ...રૂ. ૧-૦-૦

કૃષ્ણ કુમારી (દ્વી-રંગી છાપમાં)... ...રૂ. ૦-૧૨-૦
(પાકું પુઠું)



## નીચેનાં પુસ્તકો થોડા વખતમાં બ્હાર પડશે:—

મહામાયા અને બીજાં કાવ્યો.

મેના અને બીજાં કાવ્યો.



મળવાનાં ઠેકાણાં:—

મેસર્સ જીવણલાલ એન્ડ સન્સ. મુંબાઇ

શ્રી. કાલીદાસ શેલત. પ્રતાપ ઑફીસ, સૂરત

ગુજરાત સાહિત્ય મંદિર. અમદાવાદ

શ્રી. અમૃતલાલ કિરપાશંકર ભટ્ટ. ઉમરેઠ

રામની આજ્ઞાથી લક્ષ્મણ સીતાને ગંગા નદી નજીક મુકી ચાલ્યા ગયા, તે પછી તેમને (સીતાને) ગંગાના પવિત્ર પ્રવાહમાં શયન કરવાનો વિચાર આવે છે, પણ આશ્રયે આવેલા મૃગના બચ્ચાને જોઈ તેમ કરતાં તે અટકે છે.

તેમને પૂર્વ જીવનના ઘણા પ્રસંગો યાદ આવે છે. મનમાંથી પતિએ કરેલો ત્યાગ ખસતો નથી છતાં તે પોતાના કર્તવ્યનો વિચાર કરે છે અને છેવટે યોગ્ય માર્ગ શોધી કાઢે છે.

આખું કાવ્ય સીતાજીના મુખમાં મુકેલું છે અને તે ખંડ હરિગીતમાં છે.

અ. ના. ભટ્ટ.

# સીતા

## ૧

શિખરપર પ્રાસાદના
　　　　ગોળ ગ્રહશા લાગતા
કળશ કમનીય કાન્તિવાળા
　　　　તપન—તેજે ઝળકતા. ૧

રાત્રીએ પણ રાજતા
　　　　ઈન્દુ કેરા દેહથી,
જેમ લક્ષ્મી રજત સરની
　　　　સોહતી શશીસ્નેહથી. ૨

ગગન ઘેરૂં ચુમતા,
　　　　ઘન પ્રમોદે ઘૂમતા,
દૂર જનના નયનને દે
　　　　ચંચળા નૂતન પ્રભા. ૩

સીતા

૧

પવન પણ પ્રાસાદથી
રાત્રી વાસર ગેલતો,
જેમ કામી કામ-ખીલ્યો
કામિનીસુ ખેલતો. ૪

સ્ફટિક ઉજ્જ્વલ દેહનો
સુન્દરીના મુખ સમો,
અડગ ઉભો આભ સામે
મ્હેલ અમરોને ગમ્યો. ૫

જોઈ જન એકી ટશે
આખડે આશ્ચર્યમાં,
અમરપુરીની આશને
ભૂલે ભમી સૌન્દર્યમાં. ૬

આવતો કદી કેસરી
ત્રાડ પાડી ક્રોધમાં,
દેખીને દીનતા ધરી
વિચરન્ત વનની શોધમાં. ૭

ધાવતા શિશુ આવતા
રમતમાંહી રંજતા,
નહિ પળે પ્રાસાદ છોડી
નયનનિશ્ચળ નંદતા. ૮

૧

દાસ, અગણિત દાસીઓ,
મ્હેલમાં મોહી ફરે,
સુરપુરીની લ્હેર લેતાં
સુર અને સુરસ્ત્રી ખરે. ૯

રત્ન મૌકિતકે ભર્યો,
દિવ્યતા દેહે વરી,
અવગણન્તો યામિની
તારાતણી જ્યોતિ ભરી. ૧૦

વૈભવો વિલાસના
નિત્ય ન્યારા રંગના
પ્રૌઢ પરિમળ મ્હેકતા,
સુવાસ માધવી-અંગના. ૧૧

વિધુર બની વાતાયને
બેસીને હું નિરખતી
નગરની લહરન્ત લક્ષ્મી
ગગન—શોભા ભભકતી, ૧૨

હૃદયમાં રમણે ચઢયા
તર્ક તાને ખેલતા,
રોધ ને અવરોધ કાપી
ઉચ્ચ ગતિએ સ્હેલતા. ૧૩

સ્વામીના મુખ—ચંદ્રને
ભાવથી શું ભાળીને,
ઉર્મિ અંતર ઊછળે
સાગર શશી નિહાળીને. ૧૪

સ્નેહ—સીંચ્યા હૃદયમાં
પ્રેમ—ઝોલે હીંચીને,
વિનયથી હું વિશ્રમન્તી
નયન નિર્ભર મીંચીને. ૧૫

લાડ લાલિત્યે ઢળી
હૃદય હિલોરે ચઢે,
દુઃખ તો બ્રહ્માંડના
કો કન્દરે ઉંડે પડે. ૧૬

રોમ રોમેથી સ્રવે
પ્રેમ પતિના અંગમાં,
તંનને તરબોળ કરીને
હૃદય રંગે રંગમાં. ૧૭

નિર્ઝરી નહિ રસતણી,
રસતણો સિન્ધુ કહો,
રસમહીં કલ્લોલતી,
કલ્લોલતી તરણી અહો! ૧૮

સુખતણો સાગર વહે
નહિ કંઇ સીમા ગ્રહે,
સુખ વળી ચહુ દિશા દેખી
સુખ અહિં શાશ્વત લહે. ૧૯

સ્વામી મનડામાં કરે
ચિન્તનો દિન–યામિની,
સુખ નહિ લેતી શું સ્વર્ગીય
કંથ—ઘેલી ભામિની? ૨૦

દાસી વિદ્યુત દમકતી
એક મ્હારા વચનથી,
નભ અને ભૂ એક કરી દે
નયનકેરી ભભકથી. ૨૧

ભરત આ બ્રહ્માંડને
શૌર્યથી છલછલ ભરે
જાનકી સેવામહી હા!
જીવન તેનું તરવરે. ૨૨

લાડઘેલો ગમ્મતે,
વિક્રમે વિરાજતો,
શત્રુઘ્ન આનંદવા
મંથન કરી ગુણ ગાજતો. ૨૩

૧

ભુવન જેના તેજથી
　　　　નયનને નીચું કરે
તેજ લક્ષ્મણ વીર–મણિ
　　　　રક્ષાતણી ધૂને પૂરે. ૨૪

આવતી ચિન્તા કદી?
　　　　આવતાં કદી દુઃખડાં!
આક્રમણ શી રીત કરશે
　　　　નજર ના નંખાય જ્યાં? ૨૫



સ્મરણ સ્વામીનું ઉરે
　　　　પ્રહર અષ્ટ રમ્યું રહે,
ઊંઘમાં પણ મન તરંગે
　　　　રમણની રમણા વહે. ૧

સ્વામી–સ્નેહ–નિભાણીની
　　　　ગર્ભવન્તી હેલતી,
હર્ષ રેલે અંતરે
　　　　વર્ષાસુ સિન્ધુ રેલતી. ૨

પુણ્ય ને પાવનકરી
　　　　ગંગ ગંભિર સરિતમાં
સ્નાન કરવા અંકુરી
　　　　ઇચ્છા અતિબળ ચિત્તમાં. ૩

૨

પ્રાણ જ્યારે સંચર્યાં
શયન કરવા સાથમાં,
વ્હાલથી વાણી વદી હું,
નાચતું મન નાથમાં. ૪

શાન્ત કાન્ત સુમુખ છે
શાન્ત સરવરના સમું,
ક્ષુબ્ધ ના વિચાર-વાએ
હૃદય શાન્તિમાં શમ્યું. ૫

ભ્રાતને બોલાવીને,
વાણુ સ્નેહે સીંચીને,
ઉચ્ચરે રથ સર્જ્જ કરવા
ભોરમાં હય યોજીને. ૬

ચેતીને લક્ષ્મણ ગયો
ચૂપ ધીમે ચાલતો,
ઉતરી ઉંડાણુમાં શું
ભૂમિને ખુબ ભાળતો? ૭

વિશ્રમી વિશ્રબ્ધ થૈ
કંથના વક્ષસ્થળે
ભાન નહિ કંઇ ભાવિનું પણ
ભાવિ—ભાવ ખરે ફળે. ૮

સ્વપ્નમાં વિખુટી થઇ
પરમ પ્રેમી પ્રાણુથી,
ચીસ પાડી કારમી હું
જાગી ગેબી હાણુથી. ૯

લૈ પતિને બાથમાં,
ગાઢ આલિંગન દઇ,
કંઠમાં કરપાશ નાંખી,
શયનમાં હું સુઈ ગઇ. ૧૦

વ્હાલના વિયોગનું
શલ્ય અંતર સાલતું,
શાન્તિનો સંહાર કરતું,
વ્યગ્રતા મન મ્હાલતું. ૧૧

સ્વામી જો સાન્નિધ્ય છે,
હૃદય નહિ વિરમે અરે !
નાંખુ મુખડું મોહથી હું
નાથના નયનોપરે. ૧૨

ઉંઘ પાસ ન આવતી,
ચિત્ત પણુ બેચેન છે,
ભયથકી વિભ્રાન્ત થૈને
રૂદનનું દગ વ્હેણુ છે. ૧૩

૨

દેવ હું કુળના સ્મરૂં
    દૂર કરવા દુઃખને,
ફરી ફરી હું ન્યાળતી છું
    મુગ્ધ મીઠા મુખને. ૧૪

ભોરની નોબત બજી,
    શયનને સત્વર તજી,
પ્રાણ પગમાં શિર અર્પું
    પ્રીત અંતરમાં સજી. ૧૫

કંથ પ્રેમળ મુખડું
    પત્નીનું ઉર પોષતું,
પત્નીને તન રોમ રોમે
    પ્રેમનું બળ ઘોષતું. ૧૬

મ્હેલના હય હણહણે
    હૃદય બહુ આતુર બને,
ગાન—ગરવી જાન્હવી
    ઉમંગથી રમતી મને. ૧૭

નાથની આજ્ઞા લઈ,
    દેવને માનસ સ્મરી,
તિમિર-ઘેરી યામિનીમાં
    મ્હેલમાંથી નીસરી. ૧૮

નમન લક્ષ્મણના લહી
સ્વાગતેથી હું ચઢી,
ત્વરિત—ગતિ તુરંગમોની
વ્હેલ વેગે ઉપડી. ૧૯

વાયુને પણ વેગમાં
મ્હાત મારગમાં કરે,
થનથની જાતા તુરીઓ
મૌન લક્ષ્મણ મુખ ધરે. ૨૦

વેષ સુંદર વ્હોરીને
આવતી વિમળી ઉષા,
બાળને સન્માનવા
સૌવર્ણ રાજન્તી દિશા. ૨૧

કમળ—કોમળ મુખડું
શીત—રશ્મિ રાચતું,
ભાવથી ભરપૂર પ્રેમે
સૃષ્ટિનું ઉર નાચતું. ૨૨

ઉમળકે ખેલે ઉષા
ઝાંખી તારક અસ્ત છે,
દુખકરી કૌટિલ્ય—લીલા
વિશ્વમાં સૌ વ્યસ્ત છે. ૨૩

૨

શાંન્ત સોહે શીળમાં
મુગ્ધ એ મનહારિણી,
સૃષ્ટિને સૌન્દર્ય અર્પે
અખિલ ભુવનધારિણી. ૨૪

પક્ષીઓ નિડ છોડતાં
આગમે અંજાઇને,
લ્હાણુ લે આનંદ કેરૂ
ગર્વમાંહી ગાઇને. ૨૫

દિવ્ય એ દર્શન કરી
હૃદય રસમાં જાગતું,
ગુણ—પ્રૌઢા ગૌરી દેખી
હૃદય ભિક્ષા માગતું. ૨૬



## ૩

દીપતો દ્રુમ—દેહુથી
દેશ ગંભિર લાગતો,
આત્મ પણ આ દર્શ દેખી
પૂર્ણ રૂપ પ્રકાશતો. ૧

બુદ્ધિ ને મન ઇન્દ્રિઓ
લોલ લીલા ઘેરતી,
રસમયી સૌંદર્યને શું
વિવિધ વાને વેરતી.. ૨

તર્કમાં તલ્લીન થૈ
હિયર લીલા અવગણે,
સૂર—સાગરના વિચિઓ
હૃદય—કાંઠે રણુરણે. ૩

૩

દુઃખ ઊંડુ દાખતું
જેમ નિજ અંતર વિષે,
જેમ શશીની પુઠ જોઇ
તિમિર—બળ કાળી નિશે. ૪

રંજતી રમણીયતા
દુઃખ—દેહે પ્રહુરતી,
શાન્તિના વિલાસ વર્ષી
સબળ થૈ આકર્ષતી. ૫

મ્લાન મુખની છાયને
ધીર ધરી આચ્છાદતો,
વાણી પણ ના સ્પષ્ટ નિકળે
કંઠ કુંઠિત લાગતો. ૬

આવી એવે દૃષ્ટિએ
ભગવતી ભાગીરથી,
વદનને વિકસાવતી
વિરલા અલૌકિક ભાવથી. ૭

વિરહ સંકટ વેઠીને
કંથ ભેટે કામિની,
તેમ જાન્હવી દર્શ ભેટુ,
ઇન્દુ ભેટે યામિની. ૮

૩

અજબ ઉંડા નાદનાં
ગાયનો સોહામણાં,
મન્દ ને મંજુલ ગતિથી
ગહનને ઉકેલતાં. ૯

ઘોર મનડે ગુંજતો
વિકળ ભાવો ભુંજતો,
બ્રહ્મને બ્રહ્માંડને એ
અકળ ગ્રંથી ગુંથતો. ૧૦

સમીપ જોઈ જાન્હવી
હર્ષથી હય હણહણ્યા,
ઉરના આહ્લાદને શું
મંત્ર મુખે એ ભણ્યા? ૧૧

શોભતા પણ થનથને
નાચ આ દિલ દાખતો,
બળ ઘણું સૌન્દર્ય કેરૂ
મુગ્ધ વાણી ભાખતો. ૧૨

વેગથી વસુધા પડી,
જાન્હવીમાં જઇ આડી,
લ્હેરની લીલા અનેરી
હુલસતી હૈયે વડી. ૧૩

૩

નયનથી ને ઉરથી
ગંગ ગંભિર દર્શને
પી ગઈ પ્યાસી થઈ,
જયમ કાળ કોટિ વર્ષને. ૧૪

તીરને આચ્છાદતી
વૃક્ષને વિકસાવતી,
વિહુગના કલકલ નિનાદે
સૌર લક્ષ્મી લાસતી. ૧૫

જોઇ લક્ષ્મણને કહ્યું
"ભ્રાત, જો રમણીયતા,
દેવના નંદન વનેથી
ઉતરતી અહિં સૂરતા." ૧૬

વદન-લક્ષ્મી નહિ હિસે
શોક-છાયા હાસમાં,
તપ્તતાપે કુસુમ-લક્ષ્મી
અસ્ત થૈ ઉલ્લાસમાં. ૧૭

સ્નાન કરતી સત્વરે
રામ હૃદયે રૂચતા,
પૂર્વ જીવનના પ્રસંગો
સ્મરણમાંહી સ્ફુરતા. ૧૮

પ્રાચીને રૂચિર કરે
રંગ દેવી દેઇને,
આપતી સુર અર્ઘ્ય ભાવે
સલિલ કરમાં લેઇને. ૧૯

વિકળ થૈ લક્ષ્મણ દૂરે
ભાન ભુલી ન્હાયછે,
તીરની રેતીમહીં
બેભાનશો અથડાયછે. ૨૦

દુઃખનાં ઘન ધાયછે,
મુખ ઈંદુ છાયછે,
હૃદય પાતાળે પ્રવેશ્યું,
શક્તિનો લય થાયછે. ૨૧

નેહુથી નીચો પડી
પાયમાં શિર મુકતો,
નયન ચોધારે વહે,
નહિ વેગ હૃદયે રૂકતો. ૨૨

અંતરે અગ્નિ ઊઠે,
ત્રાસ છે એની પુઠે,
ગેબી ઘા જાણે દઇને
વંક થૈ વિધિ શું રૂઠે ? ૨૩

૩

વ્હાલથી હસ્તે ગ્રહું,
વદન ભૂમિપર ઠરે,
નયન–નીકળી પ્રેમ–ગંગા
પાદ—પ્રક્ષાલન કરે. ૨૪

મા—વિયોગી વત્સનું
રૂદન ગાઢું દુઃખનું,
સ્મરી સ્મરી અંતર નિરંતર
હાસ્ય જનની—મુખનું. ૨૫

યત્નથી એ ઊભતો
દુઃખ તરબોળાઇને,
મૌન ઘોષતું તીવ્ર વેદન
આર્દ્રતા અંકાઇને. ૨૬

વાણી ઉચ્ચરવા જતો,
રોકતી અંતર વ્યથા,
નયન અશ્રુ છાયછે, નભ
શ્રાવણે મેઘો યથા. ૨૭

શોક ને વિષાદની
હૃદયઘાતી ઘોષણા
શ્રવણ કરી અમુઝાઉછું, ને
નિર્ઝરો વ્હે નેણુના. ૨૮

વચન વદવા વિનવતી,
મૌનથી અંતર ધીકે,
દાબી રાખી ભર દબાણે
કયમ કળી ખીલી શકે ? ૨૯

વિકળ શોકે વિરમતો,
હૃદય કાં હલકું બને,
વિનયભ્રંશી ને વિકારી
બોલ નહિ બોલે મ્હને. ૩૦

રહી રહી મૃદુલી ધીમી
ભાગી તુટી વાણુમાં,
કાળી અસિ છુપાઇ દેતી
ઘાવ ઉર—ઉંડાણુમાં. ૩૧

મુજ શિરે વાદળ પડયું,
વચન કૈં કૈં હું લવી,
ભૂમિનું ઉર ભેટતી હું
ઘોર અંધારે ગળી. ૩૨

મરણુ જીવન મધ્યમાં
જીવ મ્હારો ઝુલતો,
મરણુ–સુખને દૂર કરીને
જીવન—દુઃખે જોડતો. ૩૩

૩

પુત્રભાવે પ્રેમથી
સુશ્રુષા મ્હારી કરે,
વનમહીં લાગેલ દવને
શી રીતે શીતળ કરે ? ૩૪

ભર અરણ્યે એકલી
છોડી જાવું નવ ગમે,
વમળમાં મનડું ગુંચાયું
મુક્તિ મારગ નવ મળે. ૩૫

દીનતા મુખડે ધરી,
આંખ મીંચી જળભરી,
વિનિત ભાવે ને વિષાદે
વિરલ વાણી નિકળી. ૩૬

" સેવ્યની આજ્ઞા શિરે,
હૃદયને નિર્દય ચીરે,
શિર સાટે પાળવી
જ્યમ આણુ દીધી ઇશ્વરે. ૩૭

દાસ હું, દાસત્વના
કૂપમાં પૂરો ખુંચ્યો,
છેહ છુપો હોઇને હું
લાજ વિણ સામો ઊભો ૩૮

૩

ધિક્ક આ જીવિતને,
દેહ ના ધરણી પડે,
માતૃ-ઘાતી અન્ય વિશ્વે
કાળ-મુખો નહિ જડે." ૩૯

કાય એની કંપતી,
વ્યગ્રતા વ્યાંપી મને,
કાળ સાથે યુધ્ધ કરતાં
નહિ કદી કાયર બને. ૪૦

આત્મબળ જાગી ઝુઝે,
જ્યોત ચેતન નહિ બુઝે,
સંકટો સહી ધીટ થયલી
હૃદય ઘા ધીરજ રૂઝે. ૪૧

"ભ્રાત! હુ ત્હારો લહું
દોષ નહિ મુજ અંતરે,
રામને નહિ દોષ દેતો
સ્નેહ જે સ્મરણે સરે. ૪૨

જન્મી છું ક્ષત્રી—કુળે,
રક્ત એ રગ ઊછળે,
જનક-નંદિની નહિ કદીએ
નીચ થૈ ભૂમિ ભળે. ૪૩

૩

વિકટ વિપતો વેઠીને
ધર્મ ત્હારો ત્હેં ધર્યો,
મ્હાન સંકટ સહન કરી, નર
ધર્મની સ્હાયે તર્યો. ૪૪

ધર્મ —નૌકા ધૈર્યથી
ભુવનસાગર નાચતી,
જીવન નિજ જંજાળ તોડી
ચ્રાહતું અમ્મર ગતિ." ૪૫

વાણીનું ગૌરવ લહી
ક્ષત્રી નૂરમાં ઝળકતો,
વાદળાંસાથે વઢીને
વ્યોમમાં રવિ રાજતો. ૪૬

દુઃખથી દ્રવતા મને
નમન કરી નગરે ફરે,
પળ પળે પાછું વિલોકી
આંખમાં આંસુ ભરે. ૪૭

હય બહુ વિહસ્ત થૈ
સ્ખલન ખાતા વિચરે,
સ્નેહી જનનો નાશ જોઇ
મિત્ર જયમ મારગ પળે. ૪૮

૩

નગર જાતી વ્હેલને
એક નજરે ન્યાળતી,
રથતણો ધ્વજ દૂર થાતાં
વેદના વધતી જતી. ૪૯



૪

ઉરમહીં ભયભીત હું,
વ્યગ્ર રોમેરોમમાં,
ત્યાગ ના ભુલી શકું હું
ઘુમતો મન—ભોમમાં ૧.

અશ્રુ નયને ખુટીયાં,
દેહ-બંધન છુટીયાં,
જન જતાં જંગલમહીં શુ
સર્વ લક્ષ્મી લુંટીયાં. ૨

આપદે અમુઝાયલું
બુદ્ધિબળ વિકળું દીસે,
ગાઢ તિમિર હૃદયમાંહી
ગાઢ તિમિર ચહુદિશે ૩

૪

ઘોર નિર્જન વિપિનમાં
સાહ્ય કોની હું ભીખું?
સાહ્યનો કરનાર ત્યાગે
રાનમાં હું રખરખું. ૪

આસપાસે ફરકતી
નજર આ ઘેરાયલી,
તરવરે નહિ તર્ક તનીકે
જાળ મીન જકડાયલી. ૫

દૃગ દીસે નહિ તેજમાં,
મીંચું મન આ પાંગળું,
રાન રખડી ભાન ભુલ્યું
પંખી શ્રમથી પ્રજ્વળ્યું. ૬

નિર્જને વિમાસું હું
સ્વજન મનની આંકડી,
લાગતી આ જનકજાયી
રંકથી પણ રાંકડી. ૭

રાત દિવસ ઝંખતા
રામ મુજને અંતરે,
ત્યાગ શાને એ કરન્તા?
ત્યાગતા સીતા ખરે? ૮

નિમિષની નિદ્રા નહિ,
અખિલ રાત્રી જાગતો,
છેહુ દેઇ છોડીને
લક્ષ્મણ કદી દૂર ભાગતો? ૯

સત્ય આ શું અસત્ય છે?
કે ખરેખર સત્ય છે?
મન નહિ નિર્ણય કરે,
આ ત્યાગ સાચો છે ખરે. ૧૦

વંન મન આનન્દતું
ઘોર ભીષણ એ બને,
ભય બધો ભેગો થઇ
ડોકાય છે ચોગમ વને. ૧૧

રૂક્ષ—રૂપે વિસ્તરી
તરૂવરો તાકી રહ્યાં,
લાગતાં જાણે ભયંકર
દૈત્યગણ ગ્રાહે ગ્રહ્યાં. ૧૨

મસ્તીના પૂરે ચઢયો,
ત્રાસ દૈ ઘૂમી ઘૂમી,
વાઘ ત્રાડો નાંખતો
ચોદ્ધો યશસ્વી રણભૂમિ? ૧૩

૪

પક્ષીગણુ ઉંચે જીવે
દોડતો દ્રુમોભણી,
ગર્જના દૂરે થતી પણુ
કાય કંપે ભય ગણી. ૧૪

ત્રાડથી તરૂ ધ્રુજતાં
પૃથ્વી જાણે કંપતી,
પવનકેરી લહરીઓ પણુ
થરથરે, નહિ જંપતી. ૧૫

જીવપર આવી જઈ
નાસતાં ચહુ દિશ દીસે,
છુપતાં પશુઓ ત્વરાથી
તરૂ અને ગળ્હર વિષે. ૧૬

શત્રુ સત્વર આહુશે
દેહ—રક્ષા ધારતાં,
જુગજુગે જામી રહેલા
વૈર—ભાવ વિસારતાં. ૧૭

પુષ્પસમ શિષુઓ રહ્યાં
માળમાં લપાઇને
ઘોર નાદે ભીતિથી
પૃથ્વી પડે પછડાઈને. ૧૮

૪

પાંખ પૂરણુ પાંગળી
નહિ શિશુ ધારી શકે,
વિકળ હૃદયે આર્ત નાદે
શબ્દ ઝીણા તે બકે. ૧૯

બાળ—કપિઓ ગમ્મતે
ખેલ વિધવિધ ખેલતાં,
માત—વક્ષે રૂહે દબાઇ
તરૂવરોમાં ટેલતાં. ૨૦

નિકળીઆ શું સ્હેલમાં
વાયુ—લહરી ચુમતા
ફેણને ઊંચે પ્રસારી,
નાગ—રાજો છુપતા. ૨૧

ત્રાસ—તરબોળાયલું,
શ્વાસ ના માયે ઉરે,
બાળમૃગલું કંપતું
મુજ અંકનો આશ્રય કરે. ૨૨

વંન જાણે વાઘના
ત્રાસમાં શું તરવરે,
એક આ ઘનઘોર શબ્દે
શબ્દ સૌ શમતા ખરે. ૨૩

૪

સરિત સૂરમાં મ્હાલતી,
શબ્દ ના દરકારતી,
ગાન—ગંભિર ગર્વ માં
ગતિ-ધીર ઘેલી ધાવતી. ૨૪

શાન્તિ જાણે કારમી
ભર અરણ્યે વાસતી,
મૃત્યુની મોટી ભગિની
વિરૂપ ઘોર વિલાસતી. ૨૫



## ૫

કાળનો ચકડોળ આ
જડ અને ચેતન લઇ,
રાત દિન ફરતો રહેછે
જ્યમ ધરા ફરતી ધરી. ૧

મ્હેલમાંહી મ્હાલતી,
માધવી મધુ ફાલતી,
ચાલતી દાસી હજારો,
હુકમ હરદમ ન્યાળતી. ૨

વિવિધરૂપી વૈભવે
કાળની ઘડીઓ રમી,
વેગવંતી અકળ ગતિની
છે અનંતમહીં શમી. ૩

૫

ભૂત ભેગો ભળી ગયો,
ભૂતસમ સામે ઉભો,
કાળ એ વિકરાળ આજે
અમલ અંતરને દુભ્યો. ૪

ભૂપતિ વનભૂપતિ
દોર દારૂણુ દાખતા,
કાળના ઉદરે ભરાયા
કાળ-કીર્તિ ભાખતા ૫

ઊગતા ભર તેજમાં
નવ નવા વિક્રમ નરો,
કાળ ખેલાવી કરંતો
દંતથી મુખમાં ચુરો, ૬

દેવ ને વળી દાનવો
માનવો શ્રીથી ભર્યાં,
કાળથી હાંકી જઇ
કંગાલની વાટે સર્યાં. ૭

ઇન્દ્ર એના પગ તળે,
બ્રહ્મ એના ભાળમાં,
વિષ્ણુ એના નયનમાં રૂહે,
રૂદ્ર એની જ્વાળમાં. ૮

૫

સ્વર્ગ ને ભુવર્જનો
શિર એનું શોચતું,
વક્ષ છે વસુધા વસંતું,
પગ રહ્યા પાતાળસુ. ૯

કોપ ત્હારો દેખીઓ
જીવનમાં ચિરકાળ મ્હેં,
આવીયું કોપે અતુલ બળ
ધીટ કરીયું વાન ત્હેં. ૧૦

ભુવનને ભાળી રહ્યો
તું ભયંકર એકલો,
વાણી વાન વિલોકીને મ્હેં
ભેદ ભેદીને કળ્યો. ૧૧

પૂર્વના સંસ્મરણથી
સાથમાં મૃગશિષુ મળ્યું,
વ્હાલસોયું વ્હાલથી
અંકે ચઢયું દુઃખે જળ્યું ૧૨

માત ત્હારી કયાં હશે ?
કયાં હશે ત્હારો પિતા ?
યાદ નહિ મનમાં કરે તું
વાસ જ્યાં દિવસો વિત્યા ? ૧૩

૫

ત્યાગીયાં માબાપ ત્હેં ?
　　જનક–જનનીએ ત્યજયું ?
ત્યાગનું દુઃખ શું ત્હને છે ?
　　કંપતું હૈયું હજું ? ૧૪

આપણે દુઃખ—ભાગીઆં,
　　અબળ ને હતભાગીઆં,
જીવનજંગે ખેલવા,
　　નિદ્રામહીંથી જાગીયાં. ૧૫

ત્યાગી સૂરે જાન્હવી,
　　ત્યાગ નહિ મન લેખતી,
હૃદય-બળ ભેગું કરીને,
　　અમર-બાગ ઊવેખતી. ૧૬

સુમસમાણા હૃદયને
　　સૂરબાગા પોષશે ?
શાન્તિ શીળી દેઇને શું
　　દુઃખ દારૂણ શોષશે ? ૧૭

પોષવું તુંને રહ્યું,
　　તું બન્યું મુજ બાળ છે,
પોષવું સંતાયલું
　　શિશુ ઉદરમાં ઝુલાય જે. ૧૮

૫

તાપથી સંતાપના
વદન આ કરમાયછે,
જાન્હુવીના જળભણી જો
નયન હારાં ધાયછે. ૧૯

ચાલ જૈએ જળવિષે
સૌમ્ય શીતળતા મળે,
દેહ દાઝી દુઃખથી,
સંતાપની જ્વાળા ટળે. ૨૦

આથી અધિકું દુઃખ શું ?
ભય ભલેરો ભોગવ્યો,
નથી હવે બ્રહ્માંડમાંહી
કો ભયંકર ભો રહ્યો. ૨૧

દુઃખીને વળી દુઃખ શું ?
દુઃખ દુઃખમહીં ગળે,
આગમાં જો આગ પેસે
આગ ભેગી થૈ બળે. ૨૨

સાગરે બહુ શોરમાં
મેઘ મુસળધારથી
વરસતો ગાજી ઘણેરો,
જંગમાં જ્યમ મ્હારથી. ૨૩

૫

વારિધિના વારમાં
શાંત થૈ સત્વર શમે,
દમન—નીતિ નષ્ટ થાતી
વારિધિ રમણે રમે. ૨૪



६

પાણી પીવા તલસતાં
અધીર આતુરતા–ભર્યાં,
બાળનાં ફાટેલ પૂરાં
નયન નિમિષહીણુ ઠર્યાં. ૧

જલ નજીકે હું જતી,
હરિણુ ચાલે હાંફતું,
નિર્મળું શીતલ મધુરૂં
સલિલ એ સરિતાતણું. ૨

આસપાસે મલકતી
મેઘલી સોહાગશી
રૂચિર ફોરમ ગંગકેરી
સોહતી સુવાસથી. ૩

૬

ભાનુ—ભીષણુ તાપનાં
દુઃખડાં નિવારતી,
હૃદય ચંડી પ્રજવલન્તી
વેદના નહિ વારતી? ૪

સ્વર્ગનું સૌન્દર્ય છે
મ્હોરતું તુજ મુખપે,
મુગ્ધ ને મળહીણુ હૈયાં
શાંત તું સન્મુખ છે. ૫

દેવ કેરી દીકરી,
નાકનું તું નાક છે,
ભુવનમાં તું ઉતરી
શિરે રહી પિનાકીને. ૬

શિવતણા આ સંગથી,
સાધવા શિવ સુરભીનું,
ઊછળતી ઉછરંગમાં તું,
હેતથી હૈયું ભીનું. ૭

પુણ્યવન્તી પાપીનાં
પાપને પધરાવતી,
સ્વર્ગની સોપાન કેરી
સરલ સરણી સારતી. ૮

૬

દર્શનો દિલ ચાહીને
જન કરે જનનીસમાં,
શુદ્ધ ત્હારા ભાવ ભરીને
ઉર વિશદ ભક્તિ–ભર્યાં. ૯

શીતલ જળના સ્પર્શથી
હરિણુ આ હરખાયછે,
લીલું કોમળ તીર ઉગેલું
ઘાસ તોડી ખાયછે. ૧૦

મગર મચ્છો કાચબા
ઉદરઉપરે ખેલતા,
માત–વ્હાલે મત્ત થયલાં
માત–તન શિષુ ગેલતાં. ૧૧

તીરની નજીકે તરે
બાળતનની માછલી,
સૂર્યને સન્માનવાને
છાતીને કરતી છતી. ૧૨

હૈયું હીંચે હર્ષમાં
વાસવા તુજ વારમાં,
શાન્તિનો આનંદ લેવા
શમી જઇ સુરધામમાં. ૧૩

૬

ગમ્મતે જળ—દેવીઓ,
તુજ ગૂઢા ગવ્હરે,
કાળને નિર્ગમન કરતી,
કમળ જ્યમ સરમાં કરે. ૧૪

એકલી ઉભી રહી
પુત્રી આ વિદેહની,
દર્શને ઉત્સુક બનતી
આંખ અધીરી સ્નેહની. ૧૫

આર્ત ઉભી, નિકળશો ?
વિજન વિવરોમાં વસો ?
જનક—નંદિની ભકિત–ભાવે
શું છુપાં રહીને કસો ? ૧૬

ગંગ નિર્મળ અંગમાં
જે રહ્યાં લપ્પાઇને,
પાપ જેનાં પાંગરેલાં,
વ્હાર કરશે ધાઇને ? ૧૭

દૂર છો, ના સાંભળો ?
આવું છું તમપાસ હું,
સંગના વ્યાસંગ લોભે,
ત્યાગું છું દુઃખ–પાશ હું. ૧૮

૬

ખેલવા સલિલે જતી,
બાળ—મૃગલુ મુખથી
ખેંચતો પાલવ લટકતો
ગરીબકેરી રૂખથી. ૧૯

આર્તનાદો ઉચ્ચરી
સાહ્યને સંબોધવા,
વ્હાર તારી ના કરૂં શું
કુસુમ-કુળા બન્ધવા ? ૨૦

જો ત્હને હું વિસરૂં
અધમ જીવન સાંપડે,
કષ્ટ કોટિ ભોગવી જીવ
ઘોર નર્કે ખલુ પડે. ૨૧

રૂ્હે જડયું મુજ બાલુડા !
જેમ આ ઉદરે જડયું,
બાળના નવજીવન કાજે
નવિન જીવન આ ખડું. ૨૨



# ૭

શીળી વિમળી વાણી ને
ઉંડી ઉરની ઊર્મિઓ,
બુધ્ધિ ને મનના તરંગો,
સર્વ પ્રેમે છે રહ્યાં. ૧

" દંપતિના જીવનમાં
પ્રેમ પૂરણુ મ્હોરતો,
જીવનને રસમય કરન્તો,
સ્વર્ગનાં સુખ બ્હોરતો." ૨

વચન આવાં મુજ પિતા
બાળને ઉપદેશતા,
પ્રેમ–ભીનું જીવન કરવા
યત્ન નિશ વાસર થતા. ૩

૭

પ્રેમથી રઘુવર વરી,
 પ્રેમને આગળ ધરી
તંન ને મનબુધ્ધિનાં મ્હેં
 દાન દીધાં દિન–મણિ. ૪

પ્રેમમાં સંક્રાન્ત છે
 જીવન શૈશવ માહરૂં,
પ્રેમમાં સંક્રાન્ત પૂરૂં
 ખીલતું યૌવન ખરૂં. ૫

તાતના વચને જતા
 રાજ્ય રઘુવર છોડીને,
વંનમાંહી વિહરવાને
 મોહ લક્ષ્મી મોડીને. ૬

અવનવા ઊલ્લાસથી,
 ઉછળતા ઉર ભાવથી,
મન–તરંગે વેગ આપી,
 કંથ–સંગે સજ થતી. ૭

દેહની સુકુમારતા
 દેખીને દિલ દાઝતા,
કાનને કાઠિન્યમાંહી
 રોળવા નહિ રીઝતા. ૮

ઉલટથી ધારણ કર્યાં
વલ્કલો વન વિચરવા,
ઉલટથી આગળ ધસી હું
પંથને સન્માનવા. ૯

દેખી દશરથ કંપીઆ,
ઘોર નિદ્રાએ ઢળ્યા,
વચન આપ્યું પાળીને એ
પિતૃના પંથે પળ્યા. ૧૦

ઉત્કટી ઉત્સુકતા
જોઈને આશ્ચર્યમાં
ડુબતા રઘુવર અને
લક્ષ્મણ પ્રતાપી ધૈર્યમાં, ૧૧

રામનું મુખ મીઠડું
પળપળે નિહાળીને,
જોમ-ઝરણાં નિર્ઝરન્તાં
પ્રેમથી અંકાઈને. ૧૨

પંથ લાંબો કાપતાં,
શ્રમ નહિ હું શ્રમ લહું,
મધુર વન-ફળ ભોગવી
આનંદ-વ્હેણે હું વહું. ૧૩

૭

ગિરિમહીં ગહને વને
સરળ જીવન ગાળતા,
મધુર વાણી ખાદ્ય આપી
અતિથિને વિશ્રામતા, ૧૪

ભાવ સેવાના મને
અખિલ જીવન ભાળતા,
ઋષિવરો આહ્લાદ આપે
બ્રહ્મને આરાધતા. ૧૫

પત્નીઓ દ્વિજ–દેવની
રામ–પત્ની તોષતી,
વિવિધ વાણી–વિચાર-ભાવે,
પ્રેમ–અંકુર પોષતી. ૧૬

સુમનની સોહાગશી
બ્રહ્મ–બાળા બ્હેકતી,
જેમ વનના તરૂવરે
વાયુની લહરી લ્હેકતી. ૧૭

બાળ ત્યાં ભૂદેવના
બાળ રવિશા રાજતા,
મુનિવરોની સેવ કરતા
વેદ–ઘોષ ગજાવતા. ૧૮

બ્રહ્મ—પ્રેમી ઋષિવરો,
નાથ—પ્રેમી નારીઓ,
માત—પ્રેમી બ્રહ્મ—બાળા,
ગુરૂતણા વિદ્યાર્થીઓ. ૧૯

દશ્ય ઉજ્જ્વળ પ્રેમનાં
જીવનનું શ્રેયસ કરે,
ધ્યેય જ્યાં આવા રહ્યા ત્યાં
ઇશ ના ઇશતા ભરે ? ૨૦

ધ્યેય મ્હારૂં નાથ છે,
જીવન મ્હારૂં નાથ છે,
જીવનનો પણ અંત જાણે
નાથની સંગાથ છે. ૨૧

પર્ણ—શાળા લક્ષ્મણે
ભ્રાતની સેવા ભજી,
ભાળીને આભોગ સુંદર
વિપિનમાં રૂડી સજી. ૨૨

"ગૃહ અને ગૃહનો પતિ"
"ગૃહ અને ગૃહ–સ્વામીની,"
ધ્યેય એ રમતી અહોનિશ
આર્ય–કુળ ગજગામિની. ૨૩

૭

તરૂવરો નિકટે રહ્યાં,
સ્નેહથી બાન્ધવ બન્યાં,
વ્હાલ ઉભરાઈ જતાં ઉર
વિહગ શું સખીઓ થયાં. ૨૪

હરિણ—હરિણીનાં ગણો
દર્શથી દોરાઇને,
આવતાં બંધાઈ રૂહેતાં
પ્રેમ—તંતુ તણાઇને. ૨૫

દેખીને આહ્લાદતા
વીર દશરથ—નંદનો,
ફેંકતા દૂરે ડસીલાં
ચિત્તકેરાં ચિન્તનો. ૨૬

ભૂપના પ્રાસાદથી
મોદ અધિકો હું લહું,
રામ જ્યાં વસતા નિરંતર
પુણ્ય ભૂમિ હું ચહું. ૨૭

પ્રેમનું પૂજન કર્યું,
દેવ ત્યાં પધરાવીઓ,
પ્રેમકેરી ભક્તિએ દ્રઢ
મુગ્ધ મંત્ર ગજાવીઓ. ૨૮

૭

જંન-પ્રેમી પાદપો
વિહગ ને વન-પ્રાણીઓ.
વિવિધ રૂપે, વિવિધ રંગે,
પ્રેમને મ્હેં નાણીઓ. ૨૯

નાથ જોઉં તરૂવરે
નાથ મૃગલે નાચતા,
વિહગની મધુ વાણુમાંહી
નાથનાં દર્શન થતાં. ૩૦



## ૮

પંખી લીલા કુંજમાં
પ્રેમની ગીતા સ્તવે
ઊર્મિના ઊછાળથી શું,
વિરલ રસ-લ્હાવા લહે. ૧

પ્રેમકેરૂં પંખી હું,
પ્રેમથી પોષાય છે
પર્ણ-શાળા પતિતણી એ,
પ્રેમ-કુંજ ગણાય છે. ૨

રાત દી કલ્લોલતી,
વ્યોમ વિહરંતી ઉષા
જ્યોતિમાં નવરંગીલી ને
પ્રેમ-સખી બનતી પુષા. ૩

૮

પ્રબળ પતિનો પ્રેમ છે,
રમણમાં રીઝાયછે,
રંગ—ઘેલી તરંગોનું
ગમન ગગને થાયછે. ૪

મંજુલો મૃગ ભાળીને
ભોગ—ઇચ્છા ઉદ્ભવે,
પ્રાણ પત્ની તોષવાને
અટવિમાં અટતા દૂરે. ૫

ભ્રાત પાછળ પ્રેપતી
સ્નેહીના સંગી થવા,
મન નહિ, મુજ વચનથી એ
શિઘ્ર સંચરતા હુવા. ૬

જોગી–વેષે વંચવા
લાગ આવો લેખીને,
લંક–પતિ લાગેલ લગની
આવીયો ઉરકેરીને. ૭

બળ થકી બાંધી જતો,
" રામ " ને આલાપતી,
પંથ ઉદ્ધત તરંગોનું
શ્રાદ્ધ–અશ્રુ સારતી. ૮

૮

મંથતી મંદોદરી,
રાખતો ઉપવનમહીં,
કાળ–રાત્રીસમી કાળી
ઘૂમતી રજની–ચરી. ૯

કાળ–ભૈરવસમ તને
કૃપણુ ને કુટિલ મને,
ઘોર–કર્મી રાક્ષસો
હું રંકની રક્ષા કરે. ૧૦

રાત્રી દિવસ તરફડું
દુઃખના દરિઆમહીં,
મધ્યમાં મૂઢ હું પડેલી,
દીસત કૈં આરો નહિ. ૧૧

ધ્યાન કોનું હું ધરૂં ?
મદદ કોની હું જપું ?
સ્મરણુ કો સંવેદને કરૂં,
તાપથી અંતર તપું ? ૧૨

નાથ જ્યાં વનમાં રહે
દૂર ત્યાં મનડું રમે,
પર્ણુ–શાળાના પ્રસંગો
માનસી ભૂમિ ભમે. ૧૩

૮

પ્રીતને પ્રગટાવવા
દોડતો દશ-મુખ અરે!
રાત્રી વાસર તપ તપુંછું
પ્રીત પ્રકટે કદી ખરે? ૧૪

પ્રીત-અંકુર પ્રેરવા
ભયતણી બાજી રચે,
રાક્ષસી—રજની—ચરોની
મોહુ-માયા જો મચે. ૧૫

વિવિધ દુઃખો દેહ દે
મત્સરી મેલી રીતે,
મરણ રાખે મુખનજીકે
મરણ ના મનડું જીતે. ૧૬

નાથની નિંદા કરે,
" રામ-વધ થોડે દિને
લંક પતિ કરશે, અને
સાથેજ હણશે અનુજને." ૧૭

વાણ આ સંતાપતી,
શુન્યમાં હું શમી જતી,
અનુચરોની વાણી-રાચી
પ્રીતિ પાતાળે જતી. ૧૮

૮

દુઃખની અવધી વટી,
પ્રેમના અંકુર નહિ
ફુટતા શૈલી ભૂમિ,
નિરાશમાં મન-ગતિ વહી. ૧૯

હૃદયને રીઝાવવા
ન્યારી યુક્તિ આદરે,
સુખ અને શાન્તિતણી
વિલોલ લીલા એ ધરે. ૨૦

શાંત-ગુણી સહચરી
રાખતો રજની-ચરી,
લંક-લક્ષ્મી વાટીકાએ
પૂર્ણ વૈભવમાં ભરી. ૨૧

ગાતી તેના શૂરને,
ગાતી તેના ગુણને,
વાતવાતે વદન્તી શું
ક્ષત્રીના અવગુણને. ૨૨

લાત મારી લક્ષ્મીને
તરૂતળે વાસો વસું,
રામ-ધ્યાને હું નિરંતર
પ્રેમના કસને કસું. ૨૩

૮

ભાવતાં ભોજન મુકે,
 ભોજનો નહિ ભાવતાં,
રામમાં રમતા વિચારો
 ભૂખ–દુઃખ ભગાવતા. ૨૪

હિમ–શૈત્યે હેલતો
 અચળ હિમાલય રહે,
મલિનતા પંકિલતા લૈ
 ભવ્ય ભાગીરથી વહે. ૨૫

તાપનુ તપ તાપતી,
 તાપ પાપ શમાવતી,
તારવીને મન–તરંગો
 પ્રેમ–સિન્ધુ પામતી. ૨૬

ભક્તિના ભાવે –– ભરી
 રામમય દેહે રહી,
રામમય ભૂ અન્યને
 અવકાશ કે આરો નહિ. ૨૭

એક દી અણુચિન્તવ્યો
 નામ રામનું જાપતો,
પ્રભવતો ત્યાં પવનવેગી
 પવન–પુત્ર હુલાસતો. ૨૮

૮

રામના ચિન્તન ચઢયું
ઉર બન્યું શાન્તિ-ભર્યું,
શલ્ય વિરહી સાલતું
મુજ કંથ-કથનીથી સર્યું. ૨૯

રામ- વાતાવરણની
ઝળકથી દુઃખ ઝળકીયું,
સૂર્યની સૌવર્ણ-જ્યોતે
વાદળું તેજે—વર્યું. ૩૦

રામના દૂતત્વથી
સ્નેહ- વિક્રમ- સ્રોતથી
વાટને સંકોરી કરતો
આશ ઉજ્જ્વળ જ્યોતિથી. ૩૧

દુઃખ દેખી માહરૂં
તપ્ત શું તનમન થયું,
દુઃખ દેખી વત્સનું શું
ઉગ્ર સુરભી ઉર બન્યું. ૩૨

બ્હાર કરવા વીફર્યો
લોલતી લંકામહીં,
રાક્ષસો રાગે ભર્યા છે,
ભૂપ ચમક્યો ચિત કંઇ. ૩૩

૮

શૂરને સંહારવા
સજ્જે સેનાને કરે,
યમસમો અદ્દભુત યોધ્ધો
જંગમાં ઝુઝી રહે. ૩૪

લંક—પતિના દેખતાં
લંક લ્હાય લગાડતો,
રામનો શું વિજય-ભડકો
લંક—ઉરે લાગતો. ૩૫

સ્મરણુ આપી રામનું,
રામગમ સરકી ગયો,
લંકના લાગેલ હૃદયે
રામ-ઘોષ રમી રહ્યો. ૩૬

રામનું મુખ ઉર છે,
અસ્ત એનું નૂર છે,
હૃદયમાં લાગી રહેલું
રામકેરૂં શૂર છે. ૩૭

ભૂપ—માનસ ખળભળ્યું,
લંક હિલારે ચઢ્યું,
પવનકેરી પ્રબળ લ્હેરે
વંનવંટોળે વહ્યું. ૩૮

૮

બળ વિરોધતણું વધ્યું,
સખ્ત મુજ બેઠી બની,
પ્રહર અષ્ટે આંખ ફાડી
આસપાસે બાગની, ૩૯

રાક્ષસી સેના રહે,
જોઇ જનનાં દિલ દહે,
સોંસરા સુસવાટ કરતા
સમરના સમીરો વહે. ૪૦

રામ ઓળંગી ગયા
શિઘ્ર સાગર સ્હેલથી,
પુર સમીપે પ્હોંચતા,
પૃથ્વીશ પેખે મ્હેલથી. ૪૧

રોષથી એ રૂઠતો,
ગ્રહ-પતિ ગ્રીષ્મે યતો,
વીરતાનો પ્રબળ પરિમળ
દશ દિશાએ ફેરતો. ૪૨

ભૂપથી ભય કંપતો,
ધ્વંસ ધીરજનો કરે,
વિકટ એના વદન ઉપરે
સમર-જ્વાળા ઝળહળે. ૪૩

૮

અડગ અચળો કેસરી
મૃત્યુ ના મન લેખતો,
ઘોર ગર્જન શ્રાવણે કરી
મેઘ—બળ ઉવેખતો. ૪૪

સૈનિકો શૂર—ઉકળ્યા,
કાળ જેવા કોપતા,
ધૂમકેતુ અમલ રાતે
આભ—સંડળ ઓપતા. ૪૫

યુધ્ધના ઉછરંગમાં,
વિલસી વિક્રમ વૈભવે,
લંક—લક્ષ્મી—લહરીઓ
ઉછાળતી ઉર ઉદ્ભવે. ૪૬

શૌર્યના શુભ અંકુરો
વિવિધ વર્ણે રાજતા,
શરદમાંહી સરવરે
અંબુજ રાગી રમ્યતા. ૪૭

ઘનસમો જે ગરજતો
સમર ગંભિર નાદથી,
જંગને જોઇ નજીકે
ઇંદ્રજીત આનંદથી, ૪૮

૮

પ્રખર—જ્વાળા પ્રજ્વળી
ચંડ જંગે ચાલતો,
માધવી રસ પી વધેલો
મોગરો મધુ મ્હાલતો. ૪૯

વીરતા શું મૂર્ત એ ?
વીરતા વીખેરતો,
રાખ—છુપ્યા અગ્નિને
વાયુસમો સંકોરતો. ૫૦



૯

રામની સાથે રહ્યા
કોટિ—કપિકેરા પતિ,
વિનયથી વારી રહેલી
વીર-લક્ષ્મી નહિ છતી. ૧

છુપતી પણ ભભુકતી
કાન્તિની કિરણાવલિ,
જેમ રવિની રમ્ય દીપ્તિ
વારી રહી જે વાદળી. ૨

ભભુકતી ને આંજતી
નયન, વીરો રંજતી,
શોભતી છે અજબ દેહે,
ગર્વ અરિનો ગંજતી. ૩

૯

સૂર્યસમ દીપંત છે
સૂર્ય—પુત્રતણી છવિ,
ચાલ ઘેરી ચાલતો
ગતિ-મંદ શું ગજ-રાજવી? ૪

શૌર્ય કેરૂં ભાંડ છે,
કાયમાં પરચંડ છે,
દુષ્ટ જનને દંડવામાં
મૃત્યુકેરો દંડ છે, ૫

સબળ શકિત સોહતો,
કાન્તિ છે શાન્તિ ભરી,
દાવ અંગદ ખેલતો જ્યમ
ગજ નિહાળી કેસરી. ૬

મંન — વાણી — કાયથી
ભૂપ—ભકિત લીન છે,
ગુણુ ગરવા ઉર ભરીને
શીળમાં તલ્લીન છે, ૭

બા ળ ની નિ ર્દો ષ તા,
બાળ રસમાં ગેલતો,
રામ—લક્ષ્મણુ ન્યાળીને
હનુમંત જંગે ખેલતો. ૮

૯

ભક્તિ ને શ્રધ્ધા બળે
પ્રેમમય જીવન બન્યું,
ભાવકેરૂં સુધા—ઝરણું
રામને ચરણે વહ્યું, ૯

રામ હૃદયે ઝંખતો
વસ્તુ સર્વે ત્યાગીને,
ઝંખતું જનનીતણું મુખ
બાળ નિદ્રા જાગીને, ૧૦

રોમ રોમે થી રહી
વીરતા ડોકાયલી,
શીતળતા ડોકાયછે જ્યમ
અંગ અંગે વાદળી, ૧૧

પૃથ્વી પણ પગલાં મહીં
પેખતી વિક્રમ અતિ,
યુદ્ધ લક્ષ્મણ માગતો
આવ્યો દીસે ઉત્કટ–ગતિ. ૧૨

ગુહ્ય ગાઢા દુઃખની
હૃદય–શોષી જ્વાળ છે,
જ્વાળની જંગી ગતિએ
મૂર્તિ મંગળ મ્લાન છે, ૧૩

૯

સૌમ્યતા સાથે લઈ
સૂરતા જ્યાં સાજતી,
જોઈને ભરપૂર તેજે
વીર—લક્ષ્મી લાજતી, ૧૪

ક્ષત્રીના તેજે હુળ્યા,
બ્રહ્મના ભાવે ભળ્યા,
વૈશ્યને વરવા કરીને
શુદ્રના સંગે વર્યા, ૧૫

તે છતાં શું તંનપે
ઇશતા ઉછળી રહે,
દર્શીને જન મહીં
દાસત્વની ઇચ્છા વહે, ૧૬

રામ નિશ્ચળ પ્રેમથી,
રામ નિશ્ચળ ધૈર્યથી,
આવતા આકર્ષણે
આવ્યા નહિં કૈં વૈરથી. ૧૭

આવીયો વિષ્ટિતણી
યોજના અંગદ લઇ,
સાથમાં શાન્તિતણી શું
ભવ્યતા ભારે ભરી. ૧૮

૯

શીખ શાણી આપતી
ભૂપને મંદોદરી,
વિષ્ટિ વિભીષણ યાચતો
શાન્તિતણે પથ વિચરી. ૧૯

શૌર્ય ને મદ ઘેનનો
ગર્વ–સાગર ગર્જતો,
વિષ્ટિ–વાણી શું ગમે ત્યાં ?
વિષ્ટિને એ વર્જતો. ૨૦

રાક્ષસો રણ–ઘેલડા
સજ્જ થૈ રણ સંચરે,
યુધ્ધના નહિ દાવ––પેચી
કીશ સમરે તરવરે. ૨૧

કેસરી ક્રોધે—ભર્યો,
ઇંદ્રજીત રણ ઝુઝતો,
બાણ–લક્ષ્મણ–વાયુથી એ
દીપ સત્વર બુઝતો. ૨૨

હસ્તથી ઉછાળતો
આભમાં અણગણ કપિ,
ત્રાસ આપી રામ–સૈન્યે
કુંભ–કર્ણ રહ્યો ધપી, ૨૩

૯

પોઢીયો રણુ રંગમાં.
કોપથી રાવણુ કુદે,
કોપથી વિકરાળ બની
અહિ-રાજ શું ચઢતો મદે? ૨૪

દેખી કપિઓ કંપતા
કાળ આવ્યો શું મહી ?
વીરતા ને ભયંકરતા
રણુમહીં રેલી રહી. ૨૫

કર્મ વિક્રમનાં કરી
રાચતો લક્ષ્મણુ રણે,
રાક્ષસોની મુંડ—માળા
અર્પવા લણુણી લણે. ૨૬

દેખી દશ—મુખ દંશથી
આક્રમે આવેગથી,
પ્રૌઢ શકિતના પ્રહારે
દેહ લક્ષ્મણુની દમી. ૨૭

ભાળી સુતો સિંહુશો,
અગ્નિ અંતર પ્રજળતો,
ક્રોધ વ્યાપ્યો કાયમાં
બ્રહ્માંડને ઊછાળતો. ૨૮

૯

દૃષ્ટિ પાવક વરસતી,
ભંગ ભ્રુનો થાયછે,
રામ—ધનુ—ટંકાર ઘેરો
જંગમાં રેલાયછે. ૨૯

રામ રાવણ વીર્યમાં
યુધ્ધ દારૂણ ખેલતા,
દેવ વિક્રમ-સ્તિમિત નયને
ત્રિદિવેથી દેખતા. ૩૦

શકિત જેની અમોઘ છે
રામ—શર ત્યાં છુટતાં,
શૌર્ય—મૂર્તિ લંક-પતિનાં
તંન—બંધન તુટતાં. ૩૧



૧૦

તેજમાં અતિશય તપી
તત્વ રાવણુ જઈ ભળ્યો,
વિરહનો વહ્નિ જ્વલંતો
પલકમાં દૂરે પળ્યો. ૧

મંદ લહરી મોદની
મધુર મંજુલ મ્હાલતી,
મુજ હૃદયમાં એક વાઞ્છા
પ્રબળથી પ્રૌઢી થતી. ૨

રામને હું ઝંખતી,
દર્શ માટે તલસતી,
વારિ—વિખુટી માછલી
વારિ જવાને તલપતી. ૩

"આજ પિઉ આનંદશે
વાયુ—વેગે દોડતા,
હૃદયના તુટેલ તારો
પ્રેમ—જોમે જોડતા."  ૪

ઉછળે હૈડામહીં
કલ્પના આવી કંઈ,
ભેટતી મુજ શ્રવણુ ભાવે
હર્ષ કેરી વધામણી.  ૫

કીર્તિ—ઉજ્જ્વળ ઉગીયો
રામ—ભાનુ ભર્ગમાં,
અવની આહ્લાદે લસંતી
સ્વર્ગના સુમાર્ગમાં.  ૬

પ્હાડપરથી ધોધમાં
સિન્ધુ સત્વર વ્હેણુ છે,
ધોધ પણુ આતુરતાના
હૃદય ને વળી નેણુ છે.  ૭

ગમન કરતી દોડતી,
સ્ખલન પંથે વેઠતી,
વારિધિના વારમાં
તટિની ત્વરાથી લોટતી.  ૮

૧૦

પ્રાણુ પાસે ધસમસી,
આસપાસે શુન્ય છે,
વિસ્ફુરન્તુ વર પ્રભાવે
મંજુ મુખડે મૌન છે. ૯

સ્તબ્ધ હું થોભી ગઇ,
નજર નિશ્ચળ ઠારતી,
વિશ્વ આખું અદૃશ્ય બનતું,
રામ એક જ ન્યાળતી. ૧૦

નમન કરીયા દિયરીએ,
શીતળતા કૈં ઉર સરે,
માવજીનું મૌન તો
મુજ ચિત્તને પુરૂં ચુરે. ૧૧

યક્ષ ને ગાન્ધર્વની,
દેવ ને દાનવતણી,
લંકના ચોગાન મળી છે
મંડળી માનવતણી. ૧૨

રામ ધુમ ધીરજ ધરી,
લોક સૌ વિલોકતા,
આકરી આતુરતાનાં
મુખપરે દર્શન થતાં. ૧૩

૧૦

વાયુની વૃક્ષો મહીં
વાણી વિજયી ખેલતી,
રામના ગંભિર વદનથી
વાણી વસુધા રેલતી. ૧૪

"ઉર્વીસુ ઉતર્યા ત્હમે
દેવ! જ્યોતિ-ર્ધામ છો,
સત્યને વળી શુધ્ધતાના
દુર્ગશા વિશ્રામ છો. ૧૫

રામ-સંગે રાચતા,
રામ-સ્મર્ણે રકત છો,
વિશ્વકેરૂં શિવ ચહીને
શીળકેરા ભકત છો, ૧૬

કપિવરો! ખ્યાતીતણું
ખેલનો વિસારીને,
તત્વકેરા તર્કમાં છો,
જીવન-ભૂ સંચારીને. ૧૭

વૈરથી વિફર્યા બહુ,
પૂર જોમે જંગમાં,
વૈર સઘળાં વિસરતાં ને
પ્રેમ રસ-ભર રંગમાં, ૧૮

૧૦

દેશ—પ્રેમી દાનવો !
અકળ ભાવે રેડતા,
શાન્તિના વિલાસમાં હી
જીવન પ્રશ્નો છેડતા. ૧૯

જનક કેરી આત્મજા
રામ—રાચ્યું જીવન છે,
ટેક ને વ્રત પોષવે
નહિ જોડ જેની ભુવન છે. ૨૦

આવી ઉભી સન્મુખે
ગૌરીના ગૌરવતણી,
મૂર્તિ શું સાક્ષાત આજે
બંધનોને અવગણી ? ૨૧

વિવિધ—રંગી બુધ્ધિઓ
નાક અવની નાચતી,
સર્વને વિશ્વાસવા ને
અગ્નિ-જ્વાળા ઉછળતી. ૨૨

શુદ્ધ ને શીળે—ભર્યુ
જીવન જો લંકા વિષે,
અગ્નિ સંચરશે સીતા,
નહિ આંચ કૈં અંગે દીસે." ૨૩

*

વીર્યવન્તો જેમ છે
અબળ મ્હારા તનમાં,
આગમાં અંઘોળવાને
અડગ શક્તિ મનમાં. ૨૪

ઉચ્ચ પર્વત શિખરથી
તીરશો ત્વરથી પડે
વિહગ-પતિ નીચી ભૂમિએ
સ્થિર જાણે બળવડે, ૨૫

ગરૂડની ગતિએ છુટી,
આગ—અંગારે ધસી,
આત્મ-બળની શીતળતાએ
આંચ નહિ અંગે કશી. ૨૬

શાન્ત છે આશ્ચર્યમાં
સુજનતા ને સૂરતા,
ભ્રાત લક્ષ્મણ-મુખપરે છે
ભાવ મન્યુ ધુરકતા. ૨૭

રામ લેતા હૃદયસુ
હૃદય સંકટસુ કસ્યું,
સકળ ચિન્તન નાંખી દૂરે
હૃદય દર્શનથી રસ્યું. ૨૮

૧૧

સ્મરણ શુધ્ધિ દૂર કરી,
વિરહ-સંકટ વિસરી,
ભર્તુને ભેટી રહી હું
વૃક્ષ—વળગી વેલડી. ૧

ચાકરી લક્ષ્મણ તણી
ચાલુ થૈ વેગે વધી,
પાળ તુટતાં જળતણી
વધતી ગતિ પાળે-રૂંધી. ૨

રામ — વિક્રમ — દીપતા
કીર્તિના કામણ રસે
કીશ-કેસરી સમર ઝુઝયા
ક્રીડનો કરી વિલસે, ૩

જેમ દેવી દ્યુતિમાં
રાચીને આહ્લાદમાં,
ક્રીડનો રવિ નભ કરંતો
સૃષ્ટિના સં વા દ માં. ૪

શૌર્યના ગૌ ર વ ત ણી
દિવ્ય દીપ્તિ ઝળકતી,
રામના રાજીવ મુખડે
રંગમાં ઋજુતા—રચી. ૫

લંક રાવણ—અ નુ જ ને
દેઇ, પુણ્ય પ્રદેશમાં,
પાખર્યા પુષ્પક—વિમાને
વિચરતા નવ વેષમાં. ૬

ભરત—નયનો વિસ્તરે
પ્રેમ—ઉત્સુકતા – ભર્યાં
ત્વરિત ભેટે ભ્રાતને
મુજને નમે મૃદુતા-ઝર્યાં. ૭

જોઇ કૌશલ્યા ધસી,
પાદમાં મસ્તક દીધું,
હસ્ત-શીળી છાયમાં મ્હેં
પાદ—પ્રક્ષાલન કીધું. ૮

૧૧

તપનકેરા તાપથી
વંન-લક્ષ્મી વાધતી,
વાધતી મુજ ગુણ-લક્ષ્મી
પ્રેમ-જ્યોતિ- પ્રભાવથી. ૯

સંકટે સંચિત થયો
સ્નેહનો સંભાર આ,
હેલતો રમણીય કરંતો
અમીતણો ભંડાર હા ! ૧૦

પુર પ્રજાના પ્રેમનાં
શોભનાં પૂર ઉમળકયાં,
કુંજમાં મધુમાસમાં શું
ગાન કોકીલ સળકીયાં ? ૧૧

પ્રેમ-પોષ્યું અમી-ભર્યું
હૃદય અંબુજ રસ-રમ્યું
ધીમી ઘેરી મ્હેકથી
સ્વામીતણે ચરણે નમ્યું ૧૨

યત્નની સિધ્ધિ લહી
પ્રજા પોષણ પ્રેરતા,
જ્ઞાનના ગરવા પરાગો
માનસી ભૂ વેરતા. ૧૩

૧૧

ભાગ્ય ને મુજ સુખનો
ભવ્ય ભાસ્કર ઉગીયો,
ઘનવિહોણા ગ્રિષ્મમાં,
મધ્યાન્હ તેજે ઝળહળ્યો. ૧૪



## ૧૨

પારવિણુ મુજ પ્રેમ છે,
પતિતણો વિશેષ છે,
અજબ તંતુ ખેંચનારો
હૃદય-રાચ્યો દેશ છે. ૧

જંનતા પરિપાલને
સૂર્ય-વંશી શોભતા,
કુળતણું એ વ્રત કરીને
લોક-રંજન લોભતા. ૨

રામ છે રવિ-કુળ-મણિ,
નિમ-નિશ્ચળ અગ્રણિ,
દેહને દૂરે કરી દે
ભૂતિ ચાહીં ભૂતણી. ૩

પ્રેમ-પોચું અમી-ભીનું,
સુમસમાણું મૃદુલ છે
હૃદય પતિનું, સત્યકેરા
હૃદયતુલ્ય અમુલ્ય છે. ૪

પોચું એ ધન કઠણુ છે,
વજ્રને પણુ આંટતું,
સાંખવા સંગીન પ્રહારો
ધીટ ને ગૌરવવતું. ૫

હૃદયમાં આદર્શનાં
રમ્ય આકર્ષણુ ભર્યાં,
સકળ વસ્તુ ગૌણુ બનતી,
અન્ય આકર્ષણુ ખર્યાં. ૬

ગગનમાં તારક-દ્યુતિ
રાત્રિમાંહી રંજતી,
દિન-પતિના દિવ્ય દેહે
દિવસમાં નિસ્તેજતી. ૭

જીવનકેરો મંત્ર એ,
ધ્યાન અંતિમ ધ્યેય છે,
લોકનું પરલોકકેરૂ
એ જ એક જ શ્રેય છે. ૮

૧૨

રક્ત નિષ્ઠા ઉતરી,
વંશના ટેકે વરી,
અડગ અચળી એ બનીછે
ચિત્તના ચિન્તન ચરી. ૯

જીવનના જુદા ઝરા
વિવિધ પંથે પ્રસરતા,
એ જ નિષ્ઠાથી ભળંતા
એક વ્હેણે વિચરતા. ૧૦

જન્મથી ભૂમિ વર્યા,
જન-મને ભૂપતિ ઠર્યા,
પ્રાણ અર્પે પ્રેમ લેવા
પ્રેમના માનસ—ભર્યા. ૧૧

રાજકેરૂં રક્ત છે
જન-પ્રજા—પોષાયલું,
થાતું જનતા —પ્રેમપાખે
મ્લાન ને શોષાયલું. ૧૨

કુસુમકેરી કાય છે
નવરસે સુંદર બની,
નિર્ઝરો રસના વહે ના
શી રીતે રૂહે ગાત્રની ૧૩

વિશદ સુંદરતા નૂરે ?
ગાત્ર શું ટકશે કદી ?
મૃત્યુના નિશદિન ભૂખ્યા
મુખમહીં પડશે નહિ ? ૧૪

હિમ પાવક ધ્યેયનો
પ્રજવળ્યો, વેદી વિષે,
રામ હોમે જનક–જાયી
જંન–મન–રંજન મિષે. ૧૫



૧૩

દોષ દઉં આદર્શને
રામના હૈયે જડયા,
રા મ ની કૃતિઓતણા
સુદેહના રંગો ઘડયા ? ૧

દોષ પરને આપવા,
વાર નહિ કો દી કરે
જનતણું મનડું તરંગી,
સ્વાર્થ જ્યાં રગ રગ સરે. ૨

આવતા નહિ દૃષ્ટિએ
આપ દોષો અણુગણ્યા,
છાવરે જો કો બતાવે,
બુદ્ધિના વૈભવ ઘણા. ૩

વિપતનાં વાદળ ધસે
બુદ્ધિ-બળ વિલાય છે,
ખામી કૈં નિજ ખોળવામાં
નહિ કદી તૈયાર છે. ૪

અન્યની કૃતિ શોચીને
કષ્ટનાં કારણ કળે,
કલ્પનાના પ્રખર જોમે
સબળ કારણ ત્યાં મળે. ૫

જીવન—પ્રેમી—સંગીનો
ત્યાગ અંતર ભેદતો,
ક્રૂર એ કરવત સમાને
જીવન તંતુ છેદતો. ૬

ત્યાગી, ક્યાં હું તરણ છે ?
જીવનનું ક્યાં શરણ છે ?
ભુવનમાંહી પ્રેમીઓને
ત્યાગ નિશ્ચે મરણ છે. ૭

મરણ ઉભું સન્મુખે,
મરણ મતિને દાબતું,
રામને શિર દોષ દેવા
મતિતણું બળ જાગતું. ૮

૧૩

સ્વામી કેરા સ્નેહથી
ભવ્ય પ્રાસાદો તજ્યા,
પ્રેમને આવાસ આપી
વન—આભોગો ભજ્યા. ૯

લંક—પતિ લેઇ ગયો,
વાસ આપ્યો ઉપવને,
રાત દી પિઉ જાપ જાપી
મસ્ત રહી એક જ મને. ૧૦

સ્વામીને સન્માનવા
વહ્નિની વેદી ધસી,
પ્રેમ-નિર્ઝરતે ઉરે નહિ
ચોંપીને રસથી રસી ? ૧૧

પ્રેમની ગણના કદી
શાન્તિથી કરી અંતરે ?
પ્રેમકેરી પ્રબળ લ્હેરો
રામ-ઉર ના ઉભરે ? ૧૨

દોષ કો નહિ પત્નીમાં,
ત્યાગ જેથી ઉદ્ભવ્યો ?
જીવનને જુદું કરીને
પ્રશ્ન એ પરિશોચીયો ?. ૧૩

૧૩

જીવન શું પરિપૂર્ણ છે
એક દંપતિ—પ્રેમમાં ?
જીવનના જુદા વહેણાં
પ્રેમ—ઘોરી વ્હેણમાં, ૧૪

વહન કરતાં ભુવનમાં ?
વિશ્વ આખું વિસરી,
રાજવી પતિ—પત્નીકેરી
જીવન-તરણી શું તરી ? ૧૫

રામના વ્યક્તિત્વનો
સકળ દિશ વિકાસ છે,
જેમ ભાનુ—ભર્ગ કેરો
સકળ ભુવન ભાસ છે. ૧૬

રામ સમ કો પુત્ર છે ?
ભ્રાત એહ સમોવડો ?
મિત્રતામાં દીપતો છે
અન્ય કો સખિ-ગણ વડો ? ૧૭

પોષતા પ્રેમે પ્રજા
બાળથી અધિકી ગણી,
તૃપ્તિ કોએ આપી છે કદી
પત્ની-ભાવો અવગણી ? ૧૮

૧૩

પત્નીના અપહરણથી
શોક-શોષ્યું હૃદય છે,
જોમવંતા ઝુઝતા
અરિ-ગણ વિષે જે અભય છે. ૧૯

આહુતિ સુખની દઈ
સકળ સંકટ વેઠીયાં,
સમર ઝુઝી વિક્રમે
ઘાવો અરિના ભેટીયા. ૨૦

ત્યાગી જીવન—સહચરી,
ત્યાગતાં કંઇ દુઃખ શું
રામ—હૈયામાં થયું નહિ ?
રામ—જીવન સુખ શું ? ૨૧

રામકેરો ધર્મ ના
જીવન મુજ વિકાસવા ?
જ્ઞાન-જ્યોતિ કંથ ના દે
પત્ની—પંથ પ્રકાશવા ? ૨૨

પત્નીના વ્યક્તિત્વનો
કઈ દિશે વિકાસ છે ?
દંપતિના પ્રેમવિણ ક્યાં
ધ્યેયકેરો વાસ છે ? ૨૩

૧૩

રામકેરી સહચરી
રામ-ધર્મે હું ભળી?
લોક-સંગ્રહ-કાર્યમાં હું
હેતથી કો દી હળી? ૨૪

ધર્મ-ભાગી હું હતી,
ધર્મમાં નહિ રત રહી,
પ્રેમકેરી છોળમાં છે
ભાવના સૌ ગત થઈ. ૨૫

જ્ઞાન સાધ્યું નહિ અહિં
એક દિશમાં રાચીને,
કૂપના મંડૂક જેવી
કૂપમાંહી નાચીને. ૨૬

જ્ઞાનવિણુ વ્યક્તિત્વનો
જગતમાં વિકાસ છે?
જો નહિ વ્યકિતત્વ ખીલ્યું
જીવનમાં શી આશ છે? ૨૭

હૃદય જ્યારે ખીલતું
જ્ઞાન—રવિના રંગમાં,
દ્વૈત દૂરે જાય છે ને
જીવન-ઐક્ય સધાય ત્યાં. ૨૮

તિમિરના ઘન ઘેનમાં
રાત દ્દી ખેલી રહી,
ભુવનકેરા ચિન્તને નહિ
ભાવના ઉરની વહી. ૨૯

દુ:ખ છે અજ્ઞાનમાં,
જ્ઞાન શાશ્વત સુખ છે,
શ્રેય છોડી પ્રેય પેખે
અંતમાં તો દુ:ખ છે. ૩૦

નાથકેરાં ધ્યેયને
નાણીને આલોકીયાં ?
કો દિને પરિપોષીયાં શું ?
કંથ–દૃષ્ટે દેખીયાં ? ૩૧

રામની જીવન–સખી
રામ–ધર્મો નહિ ભજી,
ત્યાગ અંતે પરિણમ્યા,
ગતિ એવિના દીસે ણીજી ? ૩૨

સ્વામીના આદર્શમાં
પત્ની– આદર્શો ભળે,
પ્રેમ–ઐક્યે મ્હાલતાં તે
મોક્ષને મારગ પળે. ૩૩

૧૩

ધ્યેય બેનાં એક છે,
જીવન ત્યાં તો એક છે,
રાજતો સુવર્ણ—રંગે
જીવન પોતે લેખ છે. ૩૪



## ૧૪

દિવસ એ વહી એ ગયા,
જીવન—રીત જુદી થઇ,
મ્હેલ મોટા મુકીને હું
પંથ વનના પરવરી. ૧

"નાથ" "નાથ" કહ્યા થકી,
નાથ નહિ અહિં આવશે,
તંત્ર આજે હાથ આવ્યું
તંત્ર નિયમો માગશે. ૨

ધ્યેય વિણુ નહિ ભુવનમાં
જીવનની ગતિ સ્હેલ છે,
સાગરે સુકાન વિણુ
નૌ–સ્હેલ જો મુશ્કેલ છે. ૩

૧૪

ખડક વારિધિ ખેલતા
ખેલ નૌકાના બળે
ખાળતા, અણુચિન્તવી તે
ઉદધિના ઉદરે ભળે. ૪

બાળ ઉદરે ઝુલતું,
એ વિના શું ધ્યેય છે ?
બાળકેરા જીવનમાંહી
માતૃ-જીવન વ્હેણુ છે. ૫

સ્વામી—સ્નેહે સંચરી,
સ્નેહ શિશુના હું વસું,
બાળ-માનસ ખીલવી હું
અમર યશ-જ્યોતિ લસું. ૬

વનમાં પ્રગતિ વતું
જીવન સંવેગે વહે,
પુત્ર-પ્રેમે પૂર્ણ થઇ શું
જીવન મુજ જુજવું રહે ? ૭

વનતણા આવાસ શું
કૃપણુ જીવનને કરે ?
સરળ સાધુ અમલ ભાવે
જીવનને ઉંચું લહે ? ૮

૧૪

ભુવન ચેતનથી ભર્યું,
ઇશ સહુજે સાંકળે,
જડ નહિ જુદું થતું, સૌ
ભુવનમાં ભેગાં મળે. ૯

પુત્રની પાસે રહી
નહિ જીવન-વિકાસ છે ?
વિપિન વ્યાપૃત જીવનથી ના
કૃપણુતાનો નાશ છે ? ૧૦

નગરમાં કે નિર્જને,
સ્વર્ગ કે ભૂતળ રહી,
શક્તિ શોભન સોહીને
પ્રગતિતણી શું ગતિ ગ્રહી, ૧૧

પ્રેમની ચી ણુ ગા રી એ
અમર જ્યોતિ જાગશે,
દ્યોતમાં ભાનુ બની
બ્રહ્માંડને ઉ જા સ શે. ૧૨

વિસ્મરૂ આશ્રમ રૂડો ?
દિવ્ય લક્ષ્મી-દયિત છે,
અમીતણાં ઝરણાં લઈ
વસુધા વહેતી સરિત છે. ૧૩

૧૪

વા લ્મી કિ મુનિવરતણી
ભવ્ય મૂર્તિ ભાસતી,
કાન્તિ જાણે શાન્તિની શું
વિશદતા વિલાસતી? ૧૪

વિશ્વ—પ્રેમે યોગ છે,
વિશ્વ-જીવન જીવન છે,
જીવનના સૌ અંશમાંહી
ભુવન-જીવન-ગમન છે. ૧૫

મીઠી મ્હે રા મ ણુ સ મી
રેલી રહી ઉદારતા,
ભાવ હૈયે હિં ચ તા
ભાવિ ભુવન નિહાળતા. ૧૬

શુદ્ધતા શું મૂર્ત છે
કન્યકા — કુ મા ર માં,
દોષ નહિ કૈં જાણુતાં તે
વિશ્વના વિ ચા ર માં. ૧૭

હરિણુ હોંસે ખેલતાં,
બાળ સાથે ગેલતાં,
બંધુતા નિર્ભર ભરીને
નારી—હૈયાં હેલતાં. ૧૮

૧૪

વૃક્ષ ને વળી વેલીઓ,
પરતણા ઉપકારમાં,
જીવન આત્મા અર્પતાં છે
અખિલ જગ વ્યાપારમાં. ૧૯

ગાયકો વિહગો બન્યા,
સૂર મંજુલ સારતા,
સામ શું સૌન્દર્ય–પૂજક
શીત સમય ઉચ્ચારતા? ૨૦

તપવિષે આસક્ત થૈ
સુરભીઓ સંભાળથી
તપોવન–ભૂ સંચરન્તી
નેહ–નજરે ન્યાળતી, ૨૧

પ્રેમનાં અમૃત દઈ
પ્રૌઢ ગુણુ પોષણુ કરે,
મંત્ર સેવાના શીખવતી
જેમનાં ઝરણાં ઝરે. ૨૨

શોક નહિ અહિં સંચરે,
કુટિલતા નહિ દીસતી,
શ્રેય પરના સ્વાર્થ માને,
અહંતા નહિ હિંસતી. ૨૩

જડ અને ચેતન વિષે
પ્રખર પ્રેમે પ્રકટતું
મુનિતણુ જીવન અનેરૂં
ઉચ્ચ ગતિને આપતું. ૨૪

ગૂઢ ગહ્‌વરથી સરી,
પ્રેમ વિશ્વે પ્રચરતો,
આત્મ-દર્શન-પંથ પોષે
ઐક્યતામાં પ્રભવતો.' ૨૫

વિશ્વ આમંત્રણ મ્હને
નિકળવા અંધારથી
અબળાને આશિસ આપી
આંજતુ અમી-ધારથી. ૨૬

દૃષ્ટિ આજે દિવ્ય છે,
અગમ નિગમ દેખતી,
જીવનના સૌ કૂટ પ્રશ્નો
સરળતાથી ઉકેલતી. ૨૭

વિશ્વ ત્‍હારા જીવનમાં
અર્પુ છું મુજ જીવન આ,
શાન્તિ કેરો અભય કેરો
મુક્તકેરો માર્ગ આ. ૨૮

૧૪

ઐક્ય ત્‍હારૂં હું લહું,
　　ઐક્ય સઘળું સિધ્ધ છે,
વિશ્વના　　　આનંદમાં
　　આનંદ આત્મા દીધ છે. ૨૯

ખંડ ૧—૯
તા. ૨૦ (-૨૫)-૧-૨૮
ખંડ ૧૦—૧૪
તા. ૯ (-૧૧)-૨-૨૮

